શ્રી.

# રૂક્ષમણિ વિવાહ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

ઠેકાણું રીચીરોડ—અમદાવાદ.

અમદાવાદમાં ત્રણદરવાજા પાસે ચુડીઓળમાં નંબર ૨૭૪૩
વાળા મકાનમાં આવેલા ધી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં
શા. અમરતલાલ જેશીંગભાઈએ છાપ્યો.

આવૃત્તિ ૪ થી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭

કીંમત ૦-૧-૦

# રૂક્ષમણી વિવાહ.

પદ ૧ લું રાગ ઢાળ.

કુંદનપુર વિવાહ રચ્યો, ભુપતિ ભીમકરાય;
કન્યા દેવા શ્રીકૃષ્ણને, આનંદ ઉર ન સમાય. ૧
રૂકમણીએ તે જાણીયું, ઉર આવ્યો અતિશે કાળ;
કન્યા ન આપું શ્રીકૃષ્ણને, એછે ગાયો તણો ગોવાળ ૨
રૂકમૈઆને તેડું મોકલ્યું, તેડાવ્યો શિશુપાળ;
રૂકમણીએ ખબર જાણી, અંતર ઉઠી જાળ. ૩
દુર ઘણી દ્વારામતી રહયો લગ્ન વચ્ચે દિન એક;
અંતરજામી આવજો, રાખજો મારી ટેક. ૪
એવું તે કહીને કુંવરી કાગળ લખવા આશ;
મુક્તાનંદ કહે માનુની, થઇ જગતથી ઉદાશ. ૫

પદ ૨ જું–રાગ ધોળ.

મારી સહાય લેજો અવિનાશીરે,
જાણી જનમો જનમની દાસીરે. ૧
વાંચી કાગળ વહેલા આવોરે,
મારા તનના તાપ બુઝાવોરે. ૨
દિન એક લગ્ન વચ્ચે આણીરે.
વેહેલા આવો સારંગપાણીરે. ૩

જો તમે નાથ નહિ આવો વેહેલારે,
તજું લગ્નથી પ્રાણ હું પેહેલારે, ૪
કહે મુક્તાનંદ મોરારીરે,
વાલ્હા રાખજો ટેક અમારીરે. ૫

પદ ૩ જું—રાગ ધોળ.

લઇને કાગળ વિપ્ર સીધાવ્યો,
હરિની કરૂણાથી દ્વારીકા આવ્યો. ૧
દેખીદ્વારીકાંમહાસુખધામ, જેનારાજાછેસુંદીરસ્યામ. ૨
વહાલેવિપ્રનેઆવતોજાણી, ઉઠયા સન્મુખસારંગપ્રાણી ૩
પુછી એમણે કાગળ લીધો, વાંચી પત્ર હૈયેદ્રઢ કીધો. ૪
પુજ્યાવિપ્રનેદેઇઘણુંમાન, જાવા તૈયારથયાભગવાન. ૫
સાથે રથમાં વિપ્રને બેસારી, ચાલ્યાકુંદનપુર મોરારી. ૬
એવાભક્ત વલ્લભગિરધારી જાયમુક્તાનંદ બલીહારી. ૭

પદ ૪ થું—રાગ ઢાળ.

માનની મનમાં ચીંતવે, કેમ ન આવ્યા સુંદરસ્યામ;
વાર થઇ કેમ વિપ્રને, ન સર્યું મારૂં કામ. ૧
જો નહિ આવે જદુપતિ, તો તજીશ મારા પ્રાણ;
એવામાં દ્વીજ તો આવીયા, જેમ આવે રામનું બાણ. ૨
વિપ્ર વદન જોઇ વીનતાને, ઉર આવ્યો આનંદ અપાર.

પ્રાણજીવન પધારીયા, જુગજીવન જુગદાધાર. ૩
કુંદનપુર હરિ આવીયા, સુણી ભુપ ભીમકરાય;
સામા જઇ સનમાન કીધાં, આનંદઉર કેમ સમાય. ૪
ત્રીકમ તોરણ આવિયા, વરતીયો જેજેકાર;
મુક્તાનંદ કહે માનુનીના, પુન્ય તણો નહિપાર. ૫

પદ ૫ મું—રાગ ધોળ.

દેવી પુજ્યાનું મસ લઇને પ્યારીરે,
ચાલી નીરખવા કુંજબીહારીરે. ૧
સાથે લઇને પુજાનો સામાનરે,
નૈણે નીરખ્યા શ્રી ભગવાનરે. ૨
હરીના ભક્ત અનાદિના માનીરે,
ભાવે પુજીયા ભગવાન ભવાનીરે. ૩
પછે રૂપ પ્રકાસ્યું બાળીરે,
પ્રેમે પામવા શ્રી વનમાળીરે. ૪
સંગે અસુર હતા રખવાળરે;
દેવી રૂપ પડયા તતકાળરે. ૫
વેગે આવીયા અંતરજામીરે,
મળ્યા મુક્તાનંદના સ્વામીરે. ૬

પદ ૬ ઠું—રાગ ધોળ.

કર સાહિને રથ પર લીધાં,
મન વાંછીત કારજ સીધ્યાં. ૧
કન્યા હરણ કરી હરી વળીયા,
સૈન્યા સહીત ત્યાં બળીભદ્ર મળિયા. ૨
વાંસે રૂકમૈયો ચડયો શીશુપાળ,
કન્યા કેમ કરી લેશે ગોપાળ. ૩
બાંધી દ્વારકામાંથી લાવું,
નહિ તો પુરમાં પાછો ન આવું. ૪
જઇને જદુપતી સંગ જુદ્ધ કરીયો,
વાહાલે સરવે તણો મદ હરીઓ. ૫
રૂકમૈયાની વાઢી ડાઢી,
કાપી કેશને મોકલ્યો છે કાઢી. ૬
રૂકમણીના શોક નીવારી;
મુક્તાનંદ મારવા મોરારી. ૭

પદ ૭ મું—રાગ ધોળ.

માધવપુરનો માંડવો, આવે જાદવ કુળની જાન;
પરણે તો રાણી રૂકમણી, વરવાંછીત શ્રી ભગવાન.
જાદવ જાનૈયા થયા, વળી માંડવીયા પણ સોય; ૧

વિધી સહીત વિવાહ રચ્યો, કસર ન રાખી કોય. ૨
માણકથંભ મંડપ રચ્યો, તે મધ્યે ચોરી બાંધી સાર;
મોહન આવ્યા માહરે, કોટી ભુવનનો કીરતાર. ૩
માથે તે મુગટ જડાવનો, કાને કુંડળ મકરાર;
બાંહે બાજુબંધ બેરખા કોટે કૌસ્તુભ મણીનો હાર. ૪
શોભે ઘણું શણગારમાં, પીતાંબર અતી ઉદાર;
હેમ કડાં બેઉ હાથમાં, પાએ ઝાંઝરનો ઝમકાર. ૫
વાલાનું વદન સોહામણું, જાણે ઉગ્યો પુનમનો ચંદ.
મુક્તાનંદ કહે મોહનવરને જોતાં થાય આનંદ. ૬

પદ ૮ મું—રાગ ધોળ.

પછી લાડીનેશણગારીરે, પીઠી ચોળીનેપાટબેસારીરે; ૧
લીલીસાડીધરીતનસારીરે, જોણે રીઝે શ્રી ગીરધારીરે. ૨
સોળશણગારઅંગેધરીરે, ચાલીભેટવાદેવમોરારીરે. ૩
સંગેમાનનીમંગળગાયરે,તેનીશોભાવર્ણવીનજાયરે. ૪
એવી રીતે મંડપમાં આવ્યારે, તેડી પીયુની પાસે
પધરાવ્યારે. ૫
કરસાહયોસચરાચર સ્વામીરે, નારી માયરે મહાસુખ
પામીરે. ૬
શોભેમાયરે મહાસુખકારીરેજાયમુક્તાનંદબલીહારીરે ૭

પદ ૯ મું—રાગ ધોળ.

વરકન્યાનીજોડીબીરાજે,જોતકોટી કામ છબીલાજે. ૧
વાજેદેવનાંવાજાંઅપાર,પરણે અખીલભુવનનોઆધાર ૨
બ્રાહ્મણ ઓચરે વેદવચન,જેજેકાર થયો ત્રીભોવન ૩
ચારેફેરા હરીસંગે ફરીયા,નારી જગજીવનને વરિયા. ૪
શોભેઅખંડઅલૌકિક જોડ,માથે બત્રીસ ભમરીનો મોડ ૫
લાડો લાડી જમે કંસાર, તેનો નીગમ ન પામે પાર ૬
મુક્તાનંદમહા સુખકારી, એવાં ચરીત્ર કરે ગીરધારી. ૭

પદ ૧૦ મું—રાગ ઢાળ.

કંસાર જમતાં કામની બોલ વીવીધ વચન રસાળ;
સ્યામ સુંદર તે સાંભળી, હસતા તે દીનદયાળ. ૧
બધાજન જેજેકાર ગાયે ગાંધ્રવ મધુરાં ગાન,
આનંદ નાચ અપ્છરા, આવે સુર ચઢી વૈમાન. ૨
બ્રહ્માદીક સુર પુષ્પ વ્રષ્ટિ કરે વારંવાર;
વરઘોડામાં ગરગડે, વાજીત્રનો નહિ પાર. ૩
ચારે તે મંગળ વરતીયાં, વરકન્યાનીભલી જોડ;
રૂકમણી લઇ આવ્યા દ્વારીકાં શ્રી રણછોડ. ૪
દીન જાણી દયા આણી પુરી મનની આશ;
મુક્તાનંદ કહે ચરણ સેવા દઇને રાખો પાસ. ૫

પદ ૧૧ મું—રાગ હાળ.

કૃષ્ણ પરણ્યા રૂકમણીને, આ નગર મોઝાર;
જેણે એ વીવાહ નીરખીયો તેના પુન્ય તણો નહીપાર ૨
પ્રેમ શું માતાએ પોંખીયા જગજીવન જગ આધાર
લીએ ઉમંગે વારણા, પુત્રના વારંવાર. ૩
તે પુરવાસી સહુ પ્રેમશું નીરખે તે નટવર નાથ;
જન્મતેસફળ કરી જાણીઓ,મહા સુખીયોથયોસૌસાથ૪
રૂકમણીયે ધારીયું તે સાચું કીધું શામ,
ભક્ત જનનાં વ્રત પાળે, એવા કરૂણા ધામ. ૫
અધમ જન ઓધારવા, થયા મનુષ્ય રૂપ મહારાજ;
પાવન જન વીસ્તારીઓ સુણતાં તે સીધે કાજ. ૫
નર નારી જે રૂક્ષમણીનો વીવાહ શીખે ગાય;
તેને રીઝે શ્રી હરી ભય પ્રાશ્ચીત પ્રલે થાય. ૬
શેશ પાર ન પામીયો, કહેતાં તે હરી જશ સાર;
તોયે તેનો ગુણ ગાવા, છે અધમ જન ઓધાર. ૭
મુક્તાનંદ કહે મહા પ્રભુની, અચળ જગમાં જોડ;
શ્રોતાજન જે સાંભળો તે, બોલો શ્રી રણછોડ. ૮

ઉત્તમ



અથ વિવાહનાં ફટાણાં લખ્યાં છે.

પદ ૧ લું.

અવીધા કે નકટી નાર, પ્રભુથી પાછે ભાગે જો;
એનું કહ્યું કદે જો તેની સાથે, જમનું બારૂ લાગે જો.૧
જમનું જબરૂ જોર ચાલશે, મારશે મોઢું બાંધી જો;
બોલે શું પુટડા બોલ, આવડી શી આધી આવે જો. ૨
બુડી મરો લાગે છે લાજ, વેણ શું વાંકા કાંઢા જો;
પ્રભુ વીના બોલો જે બોલ, જીભલડી ઘણી વાડો જો. ૩
હરી ભજતાં આવે લાજ, કુંડમાં કેવાં રાજી જો;
મુક્તાનંદ કહે મુરખા લોક, પાધરા દીસે પાજી જો. ૪

પદ ૨ જું.

નાની મોટી વસ્તુ સાંભળીને રેહેજયો,
જગના જીવનજી દોષ ન દિજો. ૧
સ્તુતિને સાંભળ્યા વિના ભ્રષ્ટ મતિ થાશે;
વીમુખ થઇને ઘણાં ખાસડાં ખાસે. ૨
સમજુને શીખામણ લાગે, ભજે અવિનાશી;
મુરખ ન માને તેને, જમડાની ફાંસી. ૩
પ્રભુને ભજે તેને સઘળે છે સાચું,
મુક્તાનંદ મુરખને સઘળે અંધારૂં. ૪

સમાપ્ત.

# જાહેર ખબર.

સરકારી નિશાળના અનુભવી ગ્રેજ્યુએટ શિક્ષકના હાથથ આવી જાતનું કોઈ પણ પુસ્તક લખાયું હોય તો તે ફક્ત આજ છે.

## ધી ગાઇડ ટુ ઇંગ્લીશ ટીચર.

પોતાની મેળે ઘેર બેઠાં વગર માસ્તરે થોડા વખતમાં અને થોડી મહેનતમાં રિતસર અંગ્રેજી શિખવું હોય તો ધી ગાઇડ ટુ ઇંગ્લીશ ટીચર જરૂર ખરીદજો. અક્ષર જ્ઞાન, તાર, કાગળ, અરજીઓ વગેરે લખતાં, બાંચતાં શીખવા સારૂ આ પુસ્તક ઘણુંજ ઉમદા સાધન છે. આ પુસ્તકની અંદર દરેક વિષયની સમજ, એવીજ સાદી અને સરળ રીતે આપવામાં આવી છે કે, ગમે તેવા શિખાઉ માણસને પણ સમજતાં જરાએ મહેનત પડતી નથી. બીજાઓની માફક આ પુસ્તકના જુદા જુદા ભાગો કર્યા નથી પણ એકજ પુસ્તકની અંદર જરાએ જરા ઉપયોગી બાબતોનો સમાવેશ ઘણીજ બાહોશીથી કરવામાં આવ્યો છે. વધુ તારીફ ન કરતાં એકવાર ચોપડી મંગાવી ખાત્રી કરવા અમો ભલામણ કરીએ છીએ. કીં. રૂ. ૧। પોષ્ટેજ માફ.

બીજી કોઈપણ જાતની ચોપડી જોઇતી હોય તો એક આનાની ટીકીટ બીડી અમારૂં મ્હોટું સુચીપત્ર મંગાવો.

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

ઠે. રીચીરોડ—અમદાવાદ.